ॐ તત્સત્ પરમાત્માને નમઃ

શ્રી ૧।

સ્વર્ગસ્થ શ્રીમંત કેપ્ટન હીઝ હાઈનેઝ
મહારાણા સર રણજીતસિંહજી સાહેબ બહા
દુર કે. સી. આઇ. ઈ. વાલીયે રીયાસત
બરવાનીના આશ્રીત

શ્રી ભારત નાટક કંપની.

# પિશાચ-પ્રેમ.

કીંમત ૩ આના.

ॐ તતસત્ પરમાત્માને નમઃ

સ્વર્ગસ્થ શ્રીમંત કેપ્ટન હીઝ હાઇનેઝ મહારાણા સર રણજીતસિંહજી સાહેબ બહાદુર કે. સી. આઇ. ઈ. વાલીયે રીયાસત બરવાનીના આશ્રીત

## શ્રી ભારત નાટક કંપની.

# પીશાચ-પ્રેમ.

નાટકનો સંક્ષીપ્ત સાર અને ગાયનો.

---

શ્રી ભારત નાટક કંપની માટે છપાવી પ્રસીદ્ધ કરનાર

શ્રી ભારત નાટક કંપની

ઠે૦ સુર્યપ્રકાશ થીયેટર–સુરત.

(:o:)

આવૃતિ પહેલી) સને ૧૯૩૧ (પ્રત ૫૦૦

કીંમત ૩ આના.

# એક નામે પીશાચ પ્રેમ.

---

**પુરૂષ પાત્ર:—**

૧ **જયસીંહ**—ચંદ્રાવતી નગરીનો રાજા

૨ **રમેશ**—જયસીંહનો કુમાર

૩ **રાજસીંહ**—સૈનાપતી

૪ **રણધીર**—વફાદાર કર્નલ

૫ **સામંત**—રમેશનો એડીકાંગ (કોમીક)

૬ **માવજીભાઇ**—વીજળીનો આશક

૭ **અમરસીંહ**—શારદાનો પીતા

૮ **નવલ**—માવજીભાઇનો છોકરો ને રસીકાનો આશક
દીવાન પોલીસ સીપાઇઓ ચોપદાર વીગેરે વીગેરે

---

**સ્ત્રી પાત્ર.**

**રમા**—(જયસીંહની નવી રાણી ને રમેશની સાવકી માતા)

**શારદા**—રમેશની ભાવી પત્ની

**વીજળી**—સામંતની સ્ત્રી

**રસીકા**—સામંતની છોકરી ને નવલની માશુક

**સુશીલા**—રમાની દાસી, દાસીઓ વીગેરે.

# —ટુંક સાર—

## અંક ૧ લો.

### ઇશ્વરસ્તુતી.

**પ્ર. ૧લો**–શારદા નામની એક સરદારની છોકરીનું રાજકુમાર રમેશપર આશક થવું.

**પ્ર. ૨જો**–મહારાજા જયસીંહની રાણી રમા (રમેશ કુમારની સાવકી માતા) યે રાજસીંહ સાથે પ્રેમ કરવો પાછળથી રમેશ પર આશક થવું.

**પ્ર. ૩જો**–(કોમીક) રાજ કુમાર રમેશનો એડીકાંગ સામંત ને તેની સ્ત્રી વીજળીનું પુર બહાર કોમીક

**પ્ર. ૪થો**–કર્નલ રણધીરનું સેનાપતી રાજસીંહને કીલ્લાની દીવાલ પાસે જતો જોઈ શંકીત થઈ દાસી સુશીલાને બોલાવી તેને દરેક હકીકત પુછીને દાસીનું ખુન કરવું બાદ રાજસીંહનું આવવું ને બન્ને વચ્ચે તકરાર ને રણધીરનું નેકીપર કાયમ રહેવું.

**પ્ર. ૫મો**–રાજકુમાર રમેશ શયન ભુવનમાં સુતો છે. બાદ રમા આવી પ્રેમ જાહેર કરે છે ત્યારે રમેશ સાફ ઇનકાર કરે છે.

**પ્ર. ૬ઠો**–સામંતનું પોતાની સ્ત્રી વીજળીના વેશમાં આવવું ને માવજીભાઇ સાથે પુર બહાર કોમીક.

પ્ર. ૭મો–રાજકુમાર રમેશે શારદા ઉપર લખેલી પ્રેમ પત્રીકા દાસી મારફતે રમા રાણીને મળે છે. ત્યારે રમા જયસીંહ રાજાને પોતાનું સ્ત્રી ચરીત્ર બતાવી રાજાને ભંભેરી કુમારને દેશવટો અપાવે છે.

પ્ર. ૮મો–શારદાને રમેશનો પ્રેમ બાદ સેનાપતી રાજસીંહ રમાના કહેવાથી આવીને શારદા તથા તેના પીતાને કેદ કરે છે ત્યારે અચાકન રણધીર આવી રાજસીંહને ગુનેગાર ઠરાવી ગીરફતાર કરે છે.

---

## —ટેબ્લો—

### દ્ર. પ.

### અંક ૨ જો.

પ્ર. ૧લો–સામંતનું સીપાહીયો સાથે આવી કવાયત કરવું.

પ્ર. ૨જો–મહારાજા જયસીંહનો દરબાર રાજસીંહને કેદી હાલતમાં લાવવાનું રણધીર કહે છે પરંતુ રાણીના કહેવાથી રાજા રાજસીંહને છુટો કરે છે ને રણધીરને નોકરીપરથી બરતરફ કરે છે.

પ્ર. ૩જો–સામંતની છોકરી રસીકાને માવજીભાઇનો છોકરો નવલ બન્નેનો શણગારી પ્રેમ પુર ફુંબહાર કોમીક.

પ્ર. ૪થો–રાજસીંહ શારદાને કેદી હાલતમાં બોલાવી તેની પાસે પ્રેમની માગણી કરે છે શારદા ઇનકાર કરે છે. એટલે શારદાના પીતા અમરસીંહનું ખુન કરે છે. ને શારદાપર હુમલો કરવા જાય

છે એટલે રમેશ આવી બચાવે છે. ને રાજસીંહ પર વાર કરવા જાય છે કે તરત રમા રાજસીંહની મદદે આવે છે. કે તરત રણધીર આવી રમેશ અને શારદાને છોડાવી લઈ જાય છે.

પ્ર. ૫મો-સામંતને નવલ વીગેરેનું પુર બહાર કોમીક.

પ્ર. ૬ઠો-સૈનાપતી રાજસીંહ રાજાને રમેશના વીરૂદ્ધ ઉશ્કેરે છે. રાજા રમેશને બોલાવી જેલમાં મોકલે છે બાદ રમા અને રાજસીંહનો પીશાચ-પ્રેમ.

પ્ર. ૭મો-રમા જેલમાં આવી રમેશ પાસે પ્રેમની માગણી કરે છે રમેશ ઇનકાર કરે છે ત્યારે રમા શારદાને મારવા જાય છે રણધીર આવી બચાવે છે ને રમેશને શારદાને પુલપર થઇ લઇ જાય છે. પુલનું તુટવું. ને રાજસીંહ આવી શારદાને ગીરફતાર કરે છે.

---

# — ટેબ્લો —

## અંક ૩ જો.

પ્ર. ૧લો-રણધીર તથા રમેશનું રાજસીંહ સાથે યુદ્ધ અંતમાં રમેશ તથા રણધીરનું કેદ થવું.

પ્ર. ૨જો-સામંત માવજીભાઇના છોકરા નવલને સ્ત્રી વેશમાં જોઇ તેની સાથે લગ્ન કરે છે ને બદલામાં તેની સ્ત્રી વીજળી માવજીભાઇને સોંપે છે. પુર બહાર કોમીક.

પ્ર. ૩જો-રમા રાણી તથા રાજસીંહ રાજાને ઝેર આપવાનો વીચાર કરે છે. બાદ સામંતને બોલાવી તે કાર્યપર પર તેની નીમણુક કરે છે.

પ્ર. ૪થો–જેલમાં રણધીર ને રમેશ પાસે રાજસીંહનું આવવુ ને શારદાના પ્રેમની માગણી કરવી શારદાનો ઇનકાર. રાજસીંહ અત્યાચાર કરવા જાય છે. અમરસીંહની રૂહ દેખાય છે રાજસીંહ નાશી જાય છે.

પ્ર. ૫મો–સામંત ફરેબી પ્રેમથી અફસોસ કરે છે. નવલ જાહેર થાય છે. વીજળી પોતાની જુઠી ફેશનથી પસ્તાય છે દરેકનો પસ્તાવો બાદ રસીકાને નવલનો હસ્ત મેલાપ. પુર બહાર કોમીક.

પ્ર. ૬ઠો–રાજસીંહ પોતાના મહેલમાં રાજાનું આમંત્રણ કરે છે. સામંત ઝેરનો પ્યાલો તૈયાર કરે છે પરંતુ ભુલથી ઝેર રાણીના ગીલાસમાં નાખે છે. રાણીનું મરણ દરેક ભેદ ખુલ્લો થાય છે. રમેશ રાજસીંહને પીસ્તોલથી મારે છે.

પ્ર. ૭મો–શારદા અને રમેશનો પ્રેમ પ્રસંગ.

પ્ર. ૮મો–મહારાજા જયસીંહ રમેશ કુમારને ગાદી ઉપર બેસારે છે અને રણધીરને સેનાપતી પદ આપે છે. અંત ધર્મોજય.

---



# અંક ૧ લો.

## ૐ ઇશ્વર સ્તુતી.

ગાયો—

નાથ જગ રચનાર ભંજન કષ્ટોનો તું છે
અહો વીભુ ભવ ભય હારણ—નાથ
સુખ દાયક તુજ નામ સ્મરતાં
અધમ ઉધ્ધારણ શરણાગતથી થાયે
રાખજે પાલક શરણે તારે બાળ વીનવીયે ત્રાતા
દેશાન્તી અખંડ તુ દાતા કરૂણા કર જેના....આ....નાથ.

આગીયો— ગાયન ૨

શીયળનો જગમાં શુ મહીમા જગયશ જામે સદાય શયામે
પતીવૃતા પર પરી બ્રહ્મ પણ રાજી પુરણ થાયે—જગ.
સતી દ્રૌપદી પતી સેવીકા સુલોચના સમનાર જગતમાં
પુજ્ય સદા પંકાય..........જગમાં.

સખીયો— ગાયન ૩

અલી જોને પુરવે ઉશા અલબેલડી મંદ મંદ ડોલે લોલ
સજી સોનેરી અંગ ચુંદડીરે લોલ...અલી જોને.
આછી આછી દીવ્ય ભાતચમકે માંહે નવતારલેરે લોલ
દીવ્ય દરશનને લોભાવતીરે લોલ-અલી.

ઇલા સુંદરી ઉમંગ અંગે ધરી ભેટતીરે લોલ
ભર્યાં ઉદધીના પાણીડે ચરણુ પખાળતીરે લોલ

(સાખી)

ફુલડાથી વધારતી ખીલ્યાં જો ચોપાસમાં
મલીયા સર્વ શીરોમણી એ ટાળે ધરી ઉલાસ
મીઠડાં મંજુલ પંખીનાં ગાયનો સ્નેહે સુણાવતીરે લોલ
ચુમી ચરણોને વારંવાર હેતથી હસાવતીરે લોલ

(સાખી)

પુર્યો નવ રંગ સાથીયા વીધ વીધ રીતે બારણે
ફલ ફુલ અતી પધરાવીયાં સ્વાગત કેરે કારણે
હાવે ભાવે ઉશા સુંદરી અપાર દેવે દૈવી આશીશો અપાર
સુખ દાઇ સંગે પાવન થઇને આખી અવની મંગળ ગીત
ગાયરે—સ૭.

સખીઓ— ગાયન ૪

શી સુંદરતા તુજ અલબેલી સરજન હારે ઘડી
અપ્સરા અવની આવી ચડી..........શી
આંખ તણે ગજબી ઈશારે જાય ચીતક ચળી
મદ ભર જોબનને જોતાં તો ચંદ્ર જાય છે ચળી
અરે હાં ગર્વ જાય છે ગળી........શી

શારદા છેક બોલતી અહીં ચબાવલી રહો ન મુંગી મરી
જાઓ સખી હું હાથ જોડીને વીનવું સહુને ફરી
અરેહાં—શી.

### ગાયન ૫

શારદા–પ્રેમદાને આપો પીયું
રમેશ–શારદા શું શરમાવો—નીર્મળ છે પ્રેમ તારો
શારદા–સાચો તું શામ મારો–જાઓના શરમાવો
રમેશ–વ્હાલી આમના રીસાવો..............પ્રેમ.

### ગાયન ૬

દાસીયો–પ્રીય પટરાણી કરી સતી શાણી સુંદરીના શીરતાજરે
પ્યારી સુંદરીના શીરતાજરે
રમારાણી–જાઓ ખુશામદ ખોર ધુતારી શરમાવો શાકાજરે
ખાન પાન કરો ગાન રૂપાળાં રાજી રહે મહારાજરે
દાસીયો–પ્યારી સુંદરીના શીરતાજરે........

રમારાણી—

### ગાયન ૭

એ વશ કરૂ પ્રેમના પાસ પસારી
સંબંધ સર્વ વીસારીરે........વશ
લઘુ લાઘવીના દાવે રીઝે હાવ ભાવે
ચાહના કરે પછી મારીરે......વશ

વીજળી— ગાયન ૮

ગુંજે ભમરા (૨) કરતી કળી નાજુક નખરાં
ડાયા ડમરા (૨) માયા મહી પરવશ જીવડા—ગુંજે
પરી મળ મીઠીમાં મનમોહું ખીલી નવ યોવનની કળી
કેવી સોહે
નવરંગી પાંખડીયો પ્રેમથી પ્રસારે
લહેરી લાલા લહેર માંહી દુખડા વીસારે...ગુંજે

સામંત— ગાયન ૯

દીઠા પ્રપંચીયો જયાં ત્યાં આ દુનીયામાં
બદ દયાન તે કુરે હીણુ ભાગીયા અરે
એ દુર્ગણુયા અવગુણુયા બાળીને જીંદગી આખરે મરે
કામી કુચ્છ દીયો ભવ એળે બોળતા
પમાડતા પાપી કર્મે નીજ આંખ ચોળતા
મુકુતા પાપી હુ મુકુ જઇ સપડાયા નાચુકુ
એની ઇજજત પર જઇ શુકુ કુકર્મ ના કરે....કામી

રઘુવીર— ગાયન ૧૦

કાળ હળાહળ આ કળીયુગનો
જગજગ જામી કરે છે નીકંદન
ખટપટી શાણી કરે કૃત્ય કાળા—કાળ.

સાખી

ધર્મ કર્મ પરવારીયા દાનમાન કર્યા દુર
અધર્મ રાજ ચલાવતો એક ચક્ર ભરપુર—જગ.

રમેશ— ગાયન ૧૧

લાગ્યું લાલના તારૂ તાન તનના તાપોને ક્યાં ઠારૂ.
સુંદર સુરત મનં હરી લીધું
શારદા તેં ચીત પરવશ કીધું
મસ્તીમાં મસ્તાન મનને કેમ કરી હુ વારૂ—લાગ્યું.

વીજળી— ગાયન ૧૨

મારૂ જોબન ઝોલાં ખાય મારૂ મનડુ બહુ અકળાય
રસીક વરના વીના વીતી જુવાની જાય
મદન બાગ ખીલ્યો છે ભારી લાગી અંતરમાં કારી કટારી
તનના તરંગ ઉભરાયે—મારૂ.

વીજળી અને સામંત— ગાયન ૧૩

**વીજળી**—સુરતની ધારીયો મુંબઇનો હલવો ખાતેથી ખાવાં ગમે મને
**સામંત**—છોડી સુરતમાં મને છબીલી ભરૂચ ન ભાગી જતાં તમે
**વીજળી**—ઝાંઝર લાવો મારા પ્રાણ ઘુઘરીયો ઘમકાતું
**સામંત**—ઓછાં મારો નયન બાણ ઘુઘરીયો
**વીજળી**—પગના પ્રમાણથી રાજ ઝાંઝર ઘડાવજો
મારી ઘુઘરીયે રતન જડાવો મારા રાજ ઘુઘરીયો ઘમકાતું

## દોહરો.

ઝાંઝર લાવો જીવડા હીરા જડેલાં

નહીં તો નાશી જઇશ હું હાલ

આજ નહીં તો કાલ સુરતની ધારીયો

શારદા ગાયન ૧૪

કીનારો પ્રેમ સાગરનો નથી કોઇયે જરા દીઠો

કહે છે કોણ કે એ સ્વાદ છે ખારો અગર મીઠો–કીનારો.

ઘડી ગાંડા ઘડી શાણા બને છે પ્રેમ પંખીડાં

ઘડી આરામની છે તો ઘડી છે જીગરની પીડા–કીનારો.

ન જાણે બ્રહ્મ કે પણ પ્રેમનો શો રંગ જામે છે

અજબ છે ઇશ્ક વસ્તુ ઇશપણુના પાર પામે છે–કીનારો.

શારદા— ગાયન ૧૫

પ્રાણ પ્યારા હમારા સીધાવો ભરથાર દાસીને નાહી વીસારજો

સત્યતાનો સાથી જગનાથ જદુરાય દાસીને નાહી વીસારજો

રમેશ—

દુખમાં જરા નહી હીમ્મત હારજો

રામા રમેશને હૃદયમાંહી ધારજો

શારદા—

રહુ રાતદીન માળ ધરી નામ મારા રાજ દાસીને નાહી
વીસારજો.

———

ડ્રાપ.

# અંક ૨ જો.

સીપાહીઓ— ગાયન ૧૬

ચલાવો સમશેરો શુરા છાટાછટ છાંટો અરીપુરા
બનો પુરા રણ શુરા કરો બસ વાર વા વા વા
જીતશુ જંગમાં જગત સહુ વાહ વાહ કહેશે
મરશુ અગર રણમાં તો દેવી સુંદરી વરશે.

કંચનીયો— ગાયન ૧૭

સાખી.

માધવ મોમન હરલીનો બંસી અધર સોહાય
હીયે આકુલ વ્યાકુલ ભયો નૈન નીંદ ન આય
આજ તોરે મીલે સખી કુંજન પીયરવા
કહે તોરે જુઠે બૈના કહી દેખ તોરે નૈના
દેખો ન પીયરવા કે મુખપર વારી મય—આજ.
અંગીયા કે બંધ છુટે કરસે કંગન કુટે
એક એક કે ચારચુપટે આ..............આજ.

રસીકા— ગાયન ૧૮.

હા જાતી કમર લચકાતી મારગડે જાતી કમર લચકાતી
સખીયોને રમતી જોઇ પતીયો સંગાથમાં

મનમાં ને મનમાં મુંઝાતી—મારગડે.
નૈને નીહુળાતી હુ અવર પુરૂશને
રોમ વળી ઉભી થઇ જાતી—મારગડે.

ગાયન ૧૯.

રસીકા—રસીલા આનન સુમનની નવલ નવેલી નાવલીયાને ન્હાય
સુઇ કસ કંચુકીની સરી જાય
નવલ—મન મુંઝાય તલપે કાય સુરત મુરત ના વીસરાયે
પ્રેમના ઉમળકે ચીત ચીરાયે
પરવાનો તલ પાય પ્યારી પ્રેમ દીપ ન તજાય—રસી

ગાયન ૨૦.

ન. ર.—છોડો છોડો અરરર
સામં. વી.—પાપી પાજી મરને લાજી પકડાઇ ભાજી
મારામારી કરી પ્યારી છોડાવું હું પતરાજી
નવલ—મુજને નમાર મારો આહહા બચાવો
મારા સસરાજી ઠાલા તપી ન જાવો
સા. વી.—બસ કર તારૂ મોહુ તોડુ જા જા—મારા

કંચની— ગાયન ૨૧

તુને તો મુજે જાલીમ દીવાના બનાડાલા
અપને રૂખે રોશનકા પરવાના બનાડાલા

જાહીદકો હુવા પયદા પીનેકા નયા ચસ્કા
કુંજા જો વઝુ કાથા પૈમાના બનાડાલા
તસ્વીરે સનમર ખદી મીંબર કે કરીબ હમને
કાબેમેંભી છોટાસા બુતખાના બનાડાલા
મસ્જીદમે જો વાયજને કૌસરકા બયાં છેડા
હીદોને વહી અપના મૈખાના બનાડાલા

શારદા— ગાયન ૨૨

જુલ્મી જમાનો આવીયો છે હાય હાય હરી હવે
પાપીયે: પીડા કરે છે ગાય રંક ગરીબને
શેઠીયાવો સુખ માણે બેશી ઘોડા ગાડીયે
રાત દીવસ કરે મજુરી પણ ન સુખ ગરીબને
ક્ષત્રીયો જે શુર ધારી તે ભરાયા ભુતળે
પેદા થયા નીર્માલ્ય હાય રંજાડવાને ગરીબને
વ્યભીચારીયોના વમળમાં અટવાય બાળા અભગાને
કીરતાર છે આધાર એકજ તારો આજ ગરીબને

રસીકા— ગાયન ૨૩

વીતી જાયે જોબનીયું હું કેમ કરૂ
હુ કેમ કરૂ લાજીને મરૂ—વીતી
પુરતી આંગણીયામાં નવરંગ સાથીયા
મારા વ્હાલાનો વરઘોડો કાઢુ ઠાઠમાં—વીતી

માથે લઇ બેઠલું પન ઘટનીસરૂ
કામ કેરૂં પન ઘટની વાટ વીસરૂં—વીતી

રમા                                  ગાયન ૨૪

ભોગી ભમર હાં મીઠા ગુંજારવે ગુંજી ફસાતાં કમળ
દળમાં કેમ પડે અનુકુળ.

રાજસી—પ્યારી જીંન્દગી આખી વસુલ વસુલ.

રમા—પતંગો દીપ પરે વારીવારી ઝંપલાતા યા હોમ કરી
ચકોરી દેહનું ભાન વીસારતી ચાંદલીયાથીને હુંધરી
કેવા પતંગ ચકોર.

રાજસી—પ્યારી પ્રેમી તણા શીર મોર મોર—ભોગી

રમેશ—                                  ગાયન ૨૫

સદા સાવકીના સાલો સાવકાંને સાલે
હોય ઉંચ કે નીચ નાર પણ બાળ ન માયાં બાળે—સાલો
તાત તણી માયાના પુરને અધવચથી એ ખાળે;
માત મરીને તાત વેચાણા કહાણી સાચાં ચાલે—સાલો
માતા સમ મેવા નહી જગમાં ભલે અમર ફળ આલે
સુકા ટુકડા માગી ખાતાં પ્રેમ ધરીને પાળે—સાલો

---

# અંક ૩ જો.

રણધીર— ગાયન ૨૬

ક્ષત્રીનો છે ધર્મ સનાતન ધર્મની વારે ધાય
ગો બ્રાહ્મણને રંક પ્રજાનું મનમાં રૂડું મ્હાય
રામચંદ્ર શ્રી કૃષ્ણ સમપણ ધર્મ ધુરંધર હતા
નીજ જન્મ ભુમીનાં ચરણ ચુમીને દેશ સેવા અર્પતા
એજ ભુમી આ અધર્મ કર્મથી દીનબની અકળાયે
અર્જુને નીજ ધર્મ કારણ ધનુશ ધરીયું હાથમાં
સીંહસમ વીક્રાળ કર્યું ભંગાણ અરીના સાથમાં
પ્રાણ જાયે તો જાય ભલે પણ પીઠ બતાવી ન જાય-ક્ષત્રી

ગાયન ૨૭

**નવલ**-આઘા જઇને ઓરા આવો ચીતડાંના ચોરરે
**સામંત**-તારી પ્રીતીનો છું પ્યાસી દીલજાને
**નવલ**-કરમે લખેલો આ કાંટાળો થોરરે
**સામંત**-તારી પ્રીતીનો છુંપ્યાસી દીલજાન-માન મુકીને લેટ
**નવલ**-જરા લેટ થાઓ લેટ
**સામંત**-મારી માનીતી નારરે તુમારી શીરીહુ ફરહાદ છું
દીલજાન-આઘા

રણધીર— ગાયન ૨૮

સમય સમયને ખાય છે માનવ મહી અટવાય
ધાર્યું ધરણી ધરવીના કોઇનું નવ થાય
આશા દુનીયાંમાં દુખ છે આશા મન નવ ધરીયે
મહેલ જરૂખા વાડી ગાડી આશાની મુરતીયો સારી
મોહ નીરાશા વસ્તી ભારી તોકમાં સુખની બારી
સમયને માન દઇ સંચરીયે—આશા

ગાયન ૨૯

માવજી—આવ્યાં અલબેલી કરમાં
વીજળી—ફુટી કોડીના ઘરમાં
માવજી—શાણી તું ચીન્તા કરમાં
વીજળી—એ શર્મ જરા તું શરમા
માવજી—ખાંટમા છે આ મર્દ મુછાળા
વીજળી—હાય મુઇ હુ રાંકડી બાળા
માવજી—રોવો ના હો રઢીયાળા
વીજળી—સળગે અંતરમાં જવાળા
માવજી—રાખો શાદીની યાદી
વીજળી—થઇ હાય ખુબ બરબાદી.

## ગાયન ૩૦.

નવલ–પ્રાણ પ્યારી (૨) પ્રાણ પ્યારી તુ મારી ચાલી ન જા
રસીકા–હાય હારી (૨) હવે તો દયોને રજા
નવલ–આવ્યો છે હાથ હવે તારો આ હાથમાં
રસીકા–બાઝો ન જલો ન ઘાલો ન બાથમાં
નવલ–બાપુડી બચ્ચી દયજા
રસીકા–હારી હાય હારી હવે તો દયોને રજા–પ્રાણ.

કંચનીયો

## ગાયન ૩૧

નૈનારા લોભી ક્યું કર આઉ છાને
હો રાજ મોરી હલકેસે પાયલ બાજેરે–નૈના.
હો રાજ મોરી સાસુ સુતીને નણદલ જાગેરે–નૈના.
જીયા ગભરાયે પીયા તુમારે મીલનકો
હો રાજ મોરો ઉમંગ્યો જોબન નહી માનેરે
હો રાજ મોરી શોક જરૂખે જાગેરે નૈના.

શારદા—

## ગાયન ૩૨

એ ઉર આનંદ આજ અપાર ભુપ થયા મારા ભરથાર
હર્ષ તરંગમાં જાઉ તણાણી સહુ સખીયોમાં સુખાણી
ગણાણી
વાટ જોઉ વાલમને થાય વાર
મન મળવાને આતુર અપાર મદન મારે માર–એ.

## ગાયન ૩૩

શારદા—વાહવા વીહારી વનમાળી સ્વામી પામી સુખકારી
રમેશ—નયનો સ્થીર થાયે નીહાળી મુરતી આ મન હારી
ગોરી ગોરી સુંદર સુરતપર જાઉં વારી બલીહારી
શારદા—જાઓ હટો નહી મને બનાઓ
રમેશ—રસભર છે પ્રીચારી સતારી—વા વા.

સર્વ—

## ગાયન ૩૪

અખંડીત જામો જય રાજા ધીરાજ
ઉડે ધ્વજા દશો દીશા—જય
ધીરા વીરા સદા કરત સહાયો ભાવ ભક્તિ વડે પુજે
મહીપત ક્ષમા નીતી જામો—જય રાજા ધીરાજ
નાના પ્રકાર તણાં સુખો સહુ ભોગવોજી
બન્નેજી દાતાર શ્રીકીરતાર—જય જામો જય રાજા ધીર.૩૪





આ ગાયનની ચોપડી સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં
આવેલા શ્રી " અંબિકા વિજય " પ્રિં. પ્રેસમાં
હરગોવનદાસ હરકીશનદાસે છાપી.

